નસીબના ભેદભરમ

# સીબના ભેદભરમ


લેખક તથા પ્રકાશક,

હિંમતલાલ ગણુભાઇ માસ્તર.

ભુલેશ્વર-મુંબઈ.



પ્રથમાવૃત્તિ. નકલ ૧૦૦૦.





અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૩-૧૪.

કીંમત રૂ. ૦-૨-૦

# શુદ્ધ તાર લખવાની કળા.

એ નામની ચોપડીથી એક માસમાં સ્હેજસાજ ખપ જોગું અંગ્રેજી શીખાય છે એટલે કે તાર, સરનામા, મનીઓરડર ફોર્મ, પાર્સલ ફોર્મ વિગેરે વિગેરે અંગ્રેજીમાં લખતાં આવડે છે. શીખવાની રીત સહેલી છે ગુજરાતી વાંચી શકનાર પોતે શીખી શકે છે. પહેલી આવૃત્તિ ખપી જવાથી બીજી છપાવી છે. કિં. રા. ૦॥

મળવાનું ઠેકાણું—**સુરત અખબાર છાપખાનું, સુરત.**

---

## મફત ! મફત !! મફત !!!

# "જીંદગીની મઝા."

એ નામનું પુસ્તક, અર્ધા આનાની ટીકેટ મોકલી મફત મંગાવો. થોડીજ નકલો છે માટે તાકીદે મંગાવી લ્યો.

**કોકશાસ્ત્રજ્ઞ પંડિત માણિક્ય શર્મા.**
ઠે. વિઠ્ઠલવાડી સામે, કાલબાદેવીરોડ—મુંબઈ.

---

આ લેખકનાં તમામ પુસ્તકો, મુંબઈમાં નીચે જણાવેલ સ્થળેથી મળી શકશે.

૧ **હિંમતલાલ. જી. માસ્તર. ( કર્તા. )**
ભગતવાડી, ભુલેશ્વર—મુંબઈ.

૨ **વસનજી પરમાનંદ ચાહેવાળા, બુકસેલર.**
ઝવેરબાગ પાસે, કાલબાદેવી રોડ—મુંબઈ.

૩ **પંડિત જયેષ્ઠારામ મુકુંદજી, બુકસેલર.**
ઝવેરબાગ પાસે, કાલબાદેવી રોડ—મુંબઈ.

૪ **એન. એમ. ત્રિપાઠીની કું૦ બુકસેલર્સ.**
પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ—મુંબઈ.

---

# નસીબના ભેદ ભરમ.

નસીબ એ એક જડ વસ્તુ છે, પરંતુ એ જડ વસ્તુના ચમત્કાર આખી દુનિયાને અજાયબીમાં ગરકાવ કરી નાખે છે. નસીબને કોઇ તગદીર કહે છે, કોઇ પ્રારબ્ધ કહે છે, કોઇ ભાગ્ય કહે છે, કોઇ કર્મ કહે છે, એમ જુદા જુદા નામથી તેને ઓળખવામાં આવે છે.

નસીબ એટલે તગદીર અથવા કર્મ વિગેરે. પૂર્વ જન્મમાં કરેલાં જે કર્મો આ જન્મમાં ફળ આપે છે તે નસીબ કહેવાય છે. કેટલાકો કહે છે કે નસીબમાં જે નિર્માણ થયેલું છે એટલે જે બનવાકાળ છે તે મિથ્યા થતું નથી, જ્યારે કેટલાકો કહે છે કે પ્રયત્ન–ઉદ્યમ કરવાથી નસીબને પણ ફેરવી શકાય છે. ટુંકમાં કેટલાકો નસીબને બળવાન માને છે અને કેટલાકો ઉદ્યમ–ઉદ્યોગને પ્રબળ ગણે છે, જ્યારે કેટલાકો ઉદ્યોગ અને નસીબની સત્તાને એક સરખીજ સ્વીકારે છે એટલે કે ઉદ્યોગ વિના નસીબ ખીલી શકતું નથી અને નસીબ સિવાય એકલો ઉદ્યમ પણ ફળીભુત થતો નથી એમ માને છે. આ વિષય અગત્યનો હોવાથી, કેટલાંક દાખલા દલીલો સિવાય ખરી બાબત શું છે તે સરળ રીતે સમજી શકાય એમ નથી જેથી દરેક બાબતના થોડા જુદા જુદા ચિતાર રજુ કરવાની જરૂર છે.

નસીબની સત્તાને બળવાન માનનારાઓ કહે છે કે નસીબના લખ્યા લેખ મિથ્યા થતા નથી–કરેલાં કર્મો ભોગવ્યા સિવાય છુટકો થતોજ નથી. જો ફેરફાર થતો

હોત તો દુનિયામાં સઘળાં મનુષ્યો તેમ કરી શકતે, કારણ કે દુનિયામાં અનેક માણસો દુ:ખી દેખાય છે જે દરેકને સુખનીજ અભિલાષા હોય છે. જગતમાં એવું કોઈ પણ પ્રાણી નહિ હશે કે જેને સુખની ઈચ્છા નહિ હોય. પ્રયત્નથી એટલે ઉદ્યમથી પણ દુ:ખને બદલે સુખ મળતું હોત, ગરીબાઈને બદલે શ્રીમંતાઈ પ્રાપ્ત થતી હોત, તો દરેક પ્રાણી તે માર્ગ મેળવવા તનતોડથી મહેનત કરવા છતાં શા માટે ધારેલ સુખ મળી શકતું નથી? જુઓ? કેટલાકો તવંગર થવા માટે મ્હોટા મ્હોટા સાહસો-વેપારો ખેડે છે છતાં અવળા પડે છે અને પાસેની પુંજી પણ ખોહી બેસે છે એટલુંજ નહિ પણ નહિ ધારેલી આફતોના ભોગ થઈ પડે છે. વળી કેટલાકો સામાન્ય સ્થિતિમાં જન્મ લેવા છતાં સોરટી, સટ્ટા વિગેરે સાધનો દ્વારા એક ઘડીમાં ધનાઢય યા લક્ષાધિપતિ બની જાય છે, જ્યારે શ્રીમંત કુટુંબમાં ઉત્પન્ન થયેલા અથવા તો કહો કે કોઈ પણ રસ્તે શ્રીમંત બનેલા તેજ રસ્તે એક પળમાં ભીખારી જેવા થઈ જાય છે. કેટલાંકો તદ્દન ગરીબ હાલતમાં જન્મેલાં હોય છે છતાં પણ નસીબના પ્રભાવે અકસ્માત વારસા વિગેરે મળવાથી અથવા તો જમીનમાંથી દાટેલું ધન મળવાથી તેજ પળે ધનાઢય બની જાય છે વિગેરે અનેક દૃષ્ટાંતો આપી નસીબવાદીઓ સાબીત કરે છે કે નસીબની સત્તા બળવાન છે. એ સંબંધમાં નીચે જણાવેલાં બે દૃષ્ટાંતો જાણવા જોગ થઈ પડશે:—

૧. એક રાજાને બે રાણીઓ હતી, તેમાંની એક માનીતી અને એક અણમાનીતી. અણમાનીતી રાણીને એક પુત્ર હતો પરંતુ માનીતી રાણીને કંઈ પણ પ્રજા-

સંતતી હતી નહિ, જેથી રાજાએ વનવાસમાં જઇ એક એકાંત ગુફામાં સમધ્યાનથી શંકરનું ધ્યાન ધરવા માંડયું. એક વરસ વ્યતિત થઇ ગયું. છેવટે શંકરે તેની ભક્તિથી પ્રસન્ન થઇ સાક્ષાત્ દર્શન આપ્યાં અને વરદાન માગવા કહ્યું. રાજાએ પોતાની માનીતી રાણી માટે પુત્ર સંતાનનું વરદાન માગ્યું, ત્યારે શંકરે કહ્યું કે હે રાજા ! ત્હારી રાણીએ પૂર્વ જન્મમાં ઘણાં અઘોર કર્મ કીધાં છે જેથી તેણીના કર્મમાં સંતતિ સુખ નથી માટે કંઇ બીજું વરદાન માગ. રાજાએ જણાવ્યું કે "મ્હારે તે સિવાય કંઈ "પણ જોઇતું નથી, જો આપ પ્રસન્ન થયા હો તો એજ "વરદાન આપી મ્હારી ઇચ્છા પરિપૂર્ણ કરો. આપની "ભક્તિ કરવા છતાં અને આપ પ્રસન્ન થવા છતાં જો "મ્હારી એ મનોવાંચ્છના પોતે સફળ નહિ કરો તો બીજું "હવે કોણ કરનાર છે? વળી આપની ભક્તિ કરવા "છતાં જો ઇચ્છિત વસ્તુ નહિ પ્રાપ્ત થાય તો પછી આ"પની ભક્તિ પણ કોણ કરશે ?" શંકરે કહ્યું કે ત્હારી રાણીએ કરેલાં અઘોર પાપથી પ્રજાનું સુખ તેણીના કર્મમાં છેજ નહિ પણ ત્હારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું જેથી આ અક્ષયફળ આપું છું તે ત્હારી સ્ત્રીને ખવાડવાથી ત્હારી ઇચ્છા મુજબ પુત્રસંતાન પ્રાપ્ત થશે, પરંતુ સાવચેતી રાખજે કે એ ફળ જો ગેરવલ્લે જશે તો પછી ફરીથી ત્હારી ઇચ્છા ફળી ભુત થશે નહિ.

રાજા ખુશી થતો શંકરે આપેલું ફળ લઈ ઘેર આવ્યો, અને મહારાણીને સઘળા સમાચાર નિવેદન કર્યા અને પેલું અક્ષયફળ આપ્યું જે તેણીએ ઘણા આનંદથી પોતાના હાથમાં લીધું. રાજાએ તે ખાઇ જવાને કહ્યું પરંતુ

રાણીએ કહ્યું કે આવતી કાલે શિવમંદિરમાં જઇ શંકરની પૂજા કર્યા પછી હું તે ગ્રહણ કરીશ. બાદ મહારાણી ઘણા હર્ષાવેશમાં પોતાના દીવાનખાનામાં ચાલી ગઈ, અને પોતાની માનીતી એક દાસીને બોલાવીને તરતજ અક્ષય ફળ વિષેની હકીકત કહી સંભળાવી, અને વિશેષમાં જણાવ્યું કે આવતી કાલે શંકરની પૂજા કર્યા પછી હું તે ગ્રહણ કરીશ.

બીજે દિવસે સ્નાનાદિક ક્રિયા કરી, શુદ્ધ વસ્ત્રાદિક પહેરી પૂજાનો થાળ તૈયાર કર્યો, જેમાં જાતજાતનાં પુષ્પો, સુગંધી, ચંદન, બરાસ, કસ્તુરી, નૈવેદ્ય વિગેરે હતું અને પેલું અક્ષયફળ પણ તેમાં વચમાંજ ગોઠવ્યું હતુ. આ થાળ મહારાણીએ પોતાના હાથમાં પકડયો અને શિવમંદિરનો રસ્તો લીધો. થોડેક દુર જતાં થાળમાંના અક્ષયફળ ઉપર એક સમડીની નજર પડતાં તેણી ચાંચમાં તે ફળ ઉપાડી લઇ ચાલતી થઇ. તેજ ક્ષણે રાણીના હાથમાંનો થાળ હેઠળ પડી ગયો. આ વખત રાણીને કેટલું દુઃખ થયું હશે તેનો ખ્યાલ તો બીજાને ક્યાંથી આવી શકે? ફળ ગયું તે ગયુંજ! રાણી થોડી વાર સ્તબ્ધ થઇ ઉભી રહી. છેવટ નિરાશાથી પાછી ફરી અને રાજાને બનેલી હકીકત સંભળાવી, જે સાંભળી રાજા તો હેબતાઇ ગયો, અને બેશુદ્ધ થઇ જમીનપર પડયો. થોડી વારે શુદ્ધિ આવતાં તેને શંકરનાં વચન યાદ આવવાથી ભાવિની–ભવિતવ્યતાની સત્તાને પ્રબળ માની મનનો શોક સમાવ્યો. ભાવિભાવ બળવાન છે!

૨. કોઇ એક મનુષ્ય અત્યંત નિર્ધન હોવાથી તે એક નિર્જન અરણ્યમાં જઈ એક નદીના કિનારે મહાદે-

વનું ધ્યાન ધરવા બેઠો. છ માસ પસાર થતાં એક વખત મહાદેવ અને પાર્વતીજી વિમાનમાં બેસી તે રસ્તેથી આકાશમાર્ગે ગમન કરતાં હતાં તેવામાં પેલા નિર્ધન મનુષ્ય ઉપર પાર્વતીજીની દૃષ્ટિ પડી, જેથી તેઓએ મહાદેવને પૂછયું કે આ મનુષ્ય શું કરે છે? મહાદેવે કહ્યું કે તે લક્ષ્મી માટે મ્હારૂં ધ્યાન ધરતો બેઠો છે પરંતુ એના કર્મમાં લક્ષ્મી નથી તો હું શી રીતે આપી શકું? આ જવાબથી પાર્વતીજી ગુસ્સે થયેલાં જણાયાં. તેમણે મહાદેવને પેલા નિર્ધનની ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે દબાણ કર્યું એટલુંજ નહિ પણ હઠ પકડી બેઠાં. મહાદેવે આખરે કંટાળી પાર્વતીજીને જણાવ્યું કે એના કર્મમાં નિર્ધનતા છે માટે તે કદી પણ લક્ષ્મીવાળો થવાનો નથી છતાં પણ જ્યારે તમારી હઠજ છે તો હું તેને એક રત્ન આપું છું પરંતુ થોડીજ વાર પછી તમોને જણાશે કે તે રત્નની શી ગતિ થાય છે. આ સંવાદ પછી તેઓ બંને જણ વૈમાનમાં નીચે આવ્યાં. મહાદેવે પેલા નિર્ધનને ધ્યાનવૃત્તિથી જાગ્રત કરી કહ્યું કે હે મનુષ્ય! તું લક્ષ્મી માટે મ્હારૂં ધ્યાન ધરે છે પરંતુ ત્હારા નસીબમાં લક્ષ્મી નથી છતાં પણ ત્હારી ભક્તિને લીધે હું તને આ એક અમુલ્ય રત્ન આપું છું તે તું બહુજ સાવચેતીથી ઘેર લઇ જજે. એમ કહી અલોપ થયા અને પાર્વતીજી સાથે વૈમાનમાં બેસી પાછા આકાશમાર્ગનો પંથ પકડયો.

નિર્ધન મનુષ્ય મહાદેવના આપેલા રત્નથી અત્યંત ખુશી થયો અને પોતાના ગામનો રસ્તો પકડયો. તે હર્ષાવેશમાં પેલું રત્ન એક હાથમાં રાખી તેને વારંવાર નિહાળતો અનેક તર્કવિતર્કો કરતો કરતો ચાલ્યો જાય છે.

થોડે દુર જવા પછી એક ઝાડી આવી જેમાં કેટલાક ચોરો તેને સામા મળ્યા જેઓ પેલા નિર્ધનીયાને મેથી-પાક ચખાડી પેલું રત્ન લઇ ચાલતા થયા. ગરીબ બિ-ચારો ! હાય અફસોસ કરતો જેમ તેમ પાછો ઘેર આવ્યો.

ઉપરનાં બે દૃષ્ટાંતો ધ્યાનમાં લેતાં, નસીબની સત્તા પ્રબળ છે એમ કહેનારાઓને પણ કોઈપણ રીતે ખોટા કહી શકાશે નહિ.

વળી નસીબવાદીઓ વિશેષમાં ભાર મુકીને જણાવે છે કે ઉદ્યમ કરતાં નસીબનીજ સત્તા બળવાન છે, અને તેના ટેકામાં તેઓ નીચેનાં વાકયો રજુ કરે છેઃ—

"કોઈ કહે છે કે નસીબમાં નિર્માણ થયેલું મિથ્યા થતું નથી, કોઈ કહે છે કે છઠ્ઠીના લેખ ફરી શકતા નથી, કોઈ કહે છે કે વિધાતાના લેખ મિથ્યા થતા નથી, કોઇ કહે છે કે કર્મમાં લખ્યું હોય તેજ થાય છે, કોઇ કહે છે કે લલાટના લેખ ટાળવાને કોઇ સમર્થ નથી, કોઇ કહે છે કે કર્મની ગતિ ન્યારી છે, કોઇ કહે છે કે ભાવીભાવ બળવાન છે, કોઇ કહે છે કે ભાગ્યમાં જે બ-નવાનું હશે તે બનશે, વિગેરે." આ વાકયોથી નસીબ-વાદીઓ એમ જણાવે છે કે જો કર્મ કરતાં ઉદ્યોગનીજ સત્તા બળવાન હોત તો પછી દરેક મનુષ્ય આવાં વાકયો વદેજ નહિ.

સુજ્ઞ વાંચકો ! ઉપરનાં વાકયો તમારાથી અજાણ્યાં નથી તેમજ એ વાકયોનો ભાવાર્થ પણ તમારી જાણ બહાર નથીજ. એટલું તો સામાન્ય રીતે કહી શકાય કે રાત્રિ દિવસ તન તોડ મહેનત કરનારા પણ જ્યારે પોતાના પ્રયત્નમાં નિષ્ફળ થાય છે ત્યારે નસીબ ! નસીબ !! કરી લમણે હાથ દે છે.

## હવે ઉદ્યમવાદીઓ શું કહે છે તે સાંભળીયેઃ-

ઉદ્યમવાદીઓ કહે છે કે નસીબના ઉપર આધાર રાખી બેસી રહેવું તે કાયરનું-નાહિંમતવાનનું-બાયલાનું યા રાંડીરાંડનું કામ છે. તેઓ કહે છે કે નસીબનો કર્તા મનુષ્ય પોતેજ છે, કારણકે નસીબ એટલે તગદીર, પ્રારબ્ધ અથવા કર્મ, એટલે પૂર્વજન્મમાં કરેલાં જે કર્મો આ જન્મમાં ફળ આપે છે તેજ નસીબ કહેવાય છે, ત્યારે મનુષ્યે જેવું કર્મ કર્યું હોય તેવું ફળ તેને મળે છે, એ તો દેખીતુંજ છે. હવે જ્યારે મનુષ્ય પોતેજ પોતાનાં કર્મોનો કર્તા છે ત્યારે તે પોતાનાં કર્મોને કેમ ન ફેરવી શકે? અલબત્ત મનુષ્ય પુરૂષાર્થથી પોતાના કર્મને ફેરવી શકે છે. જો પુરૂષાર્થથી-પ્રયત્નથી-ઉદ્યમથી મનુષ્યે પોતે કરેલાં કર્મોનો નાશ ન થઇ શકતો હોત તો,-ધર્મશાસ્ત્રોમાં જણાવવામાં આવ્યું છે કે જપ, તપ, ધર્મધ્યાન અને ભક્તિભાવ વિગેરે કરવાથી કરેલાં કર્મો નાશ પામી સારૂં ફળ મળે છે-એમ કહેવામાં નહિ આવતે. જો કદાચ કોઇ મનુષ્યે પૂર્વભવે અઘોર કર્મ કીધાં હોય અને તેથી તેનું પ્રારબ્ધ નબળું બંધાયું હોય તોપણ ધર્મશાસ્ત્રોના ફરમાન મુજબ અમુક ક્રિયાઓ કરવાથી અઘોર કર્મ નાશ પામે છે અને તેજ વખત નબળા પ્રારબ્ધનો પણ ફેરફાર થઇ જઇ સારૂં ફળ આપે છે.

ઉદ્યમવાદીઓ એટલુંજ કહી અટકતા નથી પણ ચેલેંજ કરે છે કે કયા ધર્મશાસ્ત્રમાં એમ નથી લખ્યું કે જપ, તપ, ધર્મધ્યાન યા ભક્તિભાવથી કરેલાં કર્મનો નાશ નથી થતો? જો કરેલ કર્મોનો નાશ નહિ થતો હોત તો

એવા ઘણા દાખલાઓ મોજુદ છે કે, અગાઉ ઘણા મહાત્માઓએ તેમજ મનુષ્યોએ જંગલોમાં અને ગુફાઓમાં જઈ શિવ શંકર, બ્રહ્મા અને વિષ્ણુ આદિનાં જપ, તપ અને ભક્તિ કરી પોતાની મનોવાંચ્છનાઓ—ઇચ્છાઓ સફળ કરી છે તેજ બતાવી આપે છે કે કરેલ કર્મનો નાશ થાય છે અને પ્રયત્નથી પ્રારબ્ધને—નસીબને ફેરવી શકાય છે માટે ઉદ્યમ સર્વથા બળવાનજ છે.

## પ્રયત્ન કરવાથી શું નથી થતું ?

વિશેષમાં ઉદ્યમવાદીઓ પગ પછાડીને કહે છે કે, "There is nothing impossible in the world."—એટલે દુનિયામાં એવી કોઇ પણ ચીજ નથી કે જે અશક્ય છે એટલે બનવાજોગ નથી, મતલબ કે દરેક ચીજ પ્રયત્નથી મેળવી શકાય છે. તેને લગતાં નીચેનાં બે દૃષ્ટાંતો તેઓ નસીબવાદીઓની વિરૂદ્ધમાં અત્રે રજુ કરે છેઃ—

૧. એક વાંઝીયો માણસ—જેને કંઇ પણ સંતાન હતુંજ નહિ તેણે એક ઉજ્જડ જંગલમાં જઈ બ્રહ્માની આરાધના કરવા માંડી, જેમ કરતાં બાર વર્ષ વ્યતિત થઇ ગયા બાદ બ્રહ્માએ સાક્ષાત્ દર્શન આપ્યાં અને પેલા વાંઝીયાને વરદાન માગવા કહ્યું. વાંઝીયો બ્રહ્માના દર્શનથી અત્યંત મગ્ન થયો અને બે હાથ જોડી પુત્ર સંતતિનું વરદાન માગ્યું. બ્રહ્મા તથાસ્તુ કરી અંતઃર્ધ્યાન થયા. આ પ્રમાણે વાંઝીયાને સંતાન સુખ નહિ હતું છતાં બ્રહ્માની ભક્તિથી ઈચ્છા પરિપૂર્ણ થઈ.

૨. એક બ્રાહ્મણ ઘણો ઘણો અભ્યાસ કરતો, રાત દિવસ માથું ધુણાવી ધુણાવી ખુબ ગોઠણપટ્ટી કરતો,

પરંતુ પાંચ મિનિટ પછી પાછું જેમનું તેમ ! એક બ્રહ્મ અક્ષર પણ યાદ રહે નહિ. બ્રાહ્મણે વિચાર્યું કે, મૂળ તો આપણે બ્રાહ્મણભાઇ એટલે થોડું ઘણું પણ મ્હોં ઉપર રહેવું જોઇએ. અખડંગખડં થોડા શ્લોકો પણ જો ન આવડે તો જાતિના લોકોમાં હાંશી થાય એટલુંજ નહિ પણ પેટ ભરવાનો પણ બીજો કોઇ માર્ગ આપણને સુઝે નહિ. એકંદર વિચારમાળા ગોઠવ્યા પછી તેણે સરસ્વતિ દેવીની ઉપાસના કરવાનો નિશ્ચય કર્યો તે મુજબ તે એક સરસ્વતિ દેવીના મંદીરમાં ગયો અને તેના જાપ જપવા માંડયા. છેવટ સરસ્વતિ દેવી બ્રાહ્મણને પ્રસન્ન થયાં અને તેની ઇચ્છા પૂર્ણ કીધી એટલે સુધી કે દરેક વસ્તુ જીભે તૈયાર! તેની કીર્તિ એટલી બધી પ્રસરી કે તે એક મહાન્ પંડીત તરીકે જાણીતો થયો.

આ દૃષ્ટાંતો ધ્યાનમાં લેતાં ઉદ્યમવાદીઓ પણ ખોટા છે એમ કહી શકાતું નથી, જેથી મરજી કમરજીથી પણ એ વાતની હાજી હા, ભણવી પડશે.

ઉપર જણાવ્યા પ્રમાણે નસીબવાદીઓ નસીબની સત્તાને અને ઉદ્યમવાદીઓ ઉદ્યમની સત્તાને બળવાન માને છે એટલે દરેક પોતપોતાનો પક્ષ ખેંચે છે પરંતુ તેથી બંને પક્ષની સમજુતી થતી નથી.

એક વખત એક મેળાવડામાં નસીબ અને ઉદ્યમ સંબંધી બંને પક્ષ તરફથી સામ સામો વિવાદ ચાલતાં તકરારનો સમય આવી લાગ્યો અને તે ઉપરથી મહાન્ ઝગડો ઉઠયો, જેથી રસ્તે જતા આવતા હજારો લોકો ત્યાં ભેગા થઇ ગયા, જેમાંના બેચાર ઠરેલ અને ડાહ્યા

માણુસોએ તેમને શાંત પાડવા પ્રયત્ન કર્યો, પરંતુ નસીબવાદી કહે કે બસ ! જે થાય છે તે નસીબનાજ પ્રભાવથી થાય છે, હું તો બીજું કંઇ માનતોજ નથી; ત્યારે એક બે ડાહ્યા આદમીઓએ કહ્યું કે ભાઇ ! નસીબ અને ઉદ્યમ બંને સાથેજ રહેલાં છે, બંને એકમેકની સાથેજ રહેલાં છે. એકલું નસીબ કંઇ કરી શકતું નથી તેમ એકલો ઉદ્યમ પણ કંઈ કરી શકતો નથી, એમ કહી તેઓને ઠંડા પાડયા.

ઉપર મુજબ કેટલાકો નસીબ અને ઉદ્યોગ બેનું સમતોલપણું સ્વીકારે છે પણ કેટલાકો તે વાત પણ સ્વીકારવાને ચોખ્ખી ના પાડે છે અને કહે છે કે નસીબ સિવાય કંઇજ નથી ! દુનિયામાં જે કંઇ મળે છે તે નસીબનીજ લીલા છે. અત્રે એ સંબંધી એક સંવાદ જાણુવા જોગ થઈ પડશે.

નસીબ એટલે તગદીરને બળવાન ગણુનાર કહે છે કે, ઉદ્યમ (તદબીર) કરતાં તગદીરજ બળવાન છે, એટલે તગદીર આગળ તદબીર ચાલતી નથી.

તોટક છંદ.

કર દીલ થકી શુભ તર્ક ખરા, જગ નેક બની કર નામ ધરા;
નહિ કીર્તિ મળે પરના ધનથી, તગદીર કને તદબીર નથી.૧
ધન કાજ હજાર ઉપાય ધરે, નહિ લાભ મળે અતિ રંજ કરે;
તન તોડ ભલે ! દરરોજ મથી, તગદીર કને તદબીર નથી. ૨
કૃષિ કર્મ વિના કર ખંત ધરી, વણુ મેઘ મળે નવ લાભ જરી;
નર ધીરજ છોડ નહિ મનથી, તગદીર કને તદબીર નથી. ૩
જશ કીર્તિ રહી નવખંડ જમી, સુખ વૈભવની નવ કાંઇ કમી;
કદિ તે પણુ રંક બને દિનથી, તગદીર કને તદબીર નથી. ૪

૪૮૬૩



જબ જીવન દોર તુટીજ ગયો, તબ વૈદ્ય કરે ઉપચાર કયો;
ભ્રમણા તજી જીવ જશે તનથી, તગદીર કને તદબીર નથી. ૫
નવ રામ વિના કર યત્ન ઘણો, નહિ ગંજ મળે કદિ હેમ તણો;
શુભ દે શીખ **કુન્દન** એમ કથી, તગદીર કને તદબીર નથી. ૬

ઉપરના જવાબમાં ઉદ્યમવાદી નીચે પ્રમાણે જણાવે છેઃ—

તોટક છંદ.

તગદીર તને કુણ લેખવતું, કરવે શ્રમ તો મુજ કાર્ય થતું;
નિરખો નિપજે સહુ કામ અતિ, તદબીર નકી તગદીર નથી.

દોહરા.

ભોજન પીરશ્યું થાળમાં, બેઠા તગદીર પાસ;
હાથ હલાવ્યા વીણ તો, શું ખાશે તે ગ્રાસ?
ઉદ્યોગે ધન મેળવો, શું તગદીર વિશ્વાસ;
ઓચિંત બનતા ધનિક જે, તદબીર તજે ન ખાસ.
નહીં વીંજણે વાયરો, હલાવ્યા વિણુ હોય;
વિદ્યાધન ઉદ્યમ વિના, કદી ન પામે કોય.
તદબીર રચી વિદેશીઓ, પામ્યા હિંદુ દેશ;
તગદીર બેઠા હીંદુઓ, સત્તા ખોઈ વિશેષ.
હાથ પાય જોડી રહ્યા, સોમનાથની માંય;
મહમદ ફાવ્યો લાગ ત્યાં, કેવા ગંડુ ગણાય.
બોનાપાર્ટ નેપોલીઅન, જીત્યો કરી તદબીર;
કાયર સંતોષી શબદ, હશે મળે તગદીર.
તદબીર તગદીર શબ્દનો, અર્થ એક મૂળેજ;
કર્મ કામના માયના, શું કામ કરવા બેજ.
તગદીર એટલે કર્મ છે, તદબીર અરથે કામ;
કર્મ કામ એકમેક છે, પુરૂષોતમ કે આમ.

આ પ્રમાણે છેવટ ઉદ્યમવાદી જણાવે છે કે ઉદ્યોગ અને નસીબ સાથેજ રહેલાં છે છતાં પણ નસીબવાદી તો કહે કે નસીબજ–તગદીરજ મ્હોટું છે.

તોટક છંદ.

જગમાં જર લૈ ફરતાં જડશે, તદબીર તણી ખુબી સાંપડશે;
પણ ખોટ નહો તગદીરજથી, તગદીર કને તદબીર નથી. ૧
અતિ ખંતથકી જવ ભૂમી તણી, મનથી ધનથી કરી ખેડ ઘણી;
પણ મેઘ કને નહિ યત્ન રતી, તગદીર કને તદબીર નથી. ૨
જન સર્વ રહ્યા બસ નામ ભજી, પરમારથમાં નિજ દેશ ત્યજી;
જીવ દે લચનેપતરાય* વતી, તગદીર કને તદબીર નથી. ૩
બહુ કૌરવ યુક્તિ રચી જરથી, શરx પાંડવને હણવા કરથી;
પણ આખર સર્વ બચ્યા ડરથી, તગદીર કને તદબીર નથી. ૪
ધનવાન કરે બસ મોજ મજા, પણ રંક વહે જગ વેઠ ધજા;
ન વળે કંઈ કર્મ કને કળથી, તગદીર કને તદબીર નથી. ૫
તદબીર વિના નવ લાભ જરી, તગદીર વિષે સહુ આશ ભરી;
પણ કુન્દન કર્મ તરે રણથી, તગદીર કને તદબીર નથી. ૬

આવી રીતે નસીબને શ્રેષ્ટ માનનારા નસીબની, ઉદ્યમને બળવાન ગણનારા ઉદ્યમની, અને નસીબ તથા ઉદ્યમને એકત્ર કહેનારા બંનેની બોલબાળા બોલે છે ત્યારે એ ત્રણે પક્ષમાં કયો પક્ષ બળવાન છે અગર ખરૂં શું છે? સાંભળવા પ્રમાણે ઘણાખરા લોકો નસીબની લીલા-નેજ અધિક માને છે અને એમ કહેતા જણાય છે કે નસીબની રચના એવી તો અદભુત છે કે તેની કૃતિ કોઇ-થી કળી શકાતી નથી, કારણકે જો નસીબ વાંકું હોય છે તો ઉદ્યમ કરવા છતાં પણ–સીધું કરતાં છતાં પણ વાંકુ–

* લાલા લજપતરાય. x પાંચ.

ઉલટું થાય છે; જેથી નસીબમાં લખ્યા લેખ ટળતાજ નથી. વળી તેઓ પોતાના આ બોલવાના ટેકામાં જાણીતા સાક્ષરોથી રચાયલા જગજાહેર દૃષ્ટાંતો રજુ કરે છે:—

॥ ૧ ॥

ટાળ્યા નહિરે ટળે, લખ્યા જે લલાટે લેખ–ટાળ્યા.
વાવ્યાં બીજ તે ફળે, કરમે લખ્યું તે મળે–ટાળ્યા.
દશરથ બાંધેલ તલાવડી, પાણી શ્રવણ ભરે;
ધર્મ કરતાં ધાડ થઇ, આંધળાં ઝુરી તો મરે–ટાળ્યા.
રઘુવીર ચાલ્યા વનમાં, સીતા રૂદન કરે;
દુષ્ટ દગે સતિ લઇ ગયો, લંકા પળમાં બળે–ટાળ્યા.
હરિશ્ચંદ્ર જેવો રાજવી, નીચ ઘર મજુરી કરે;
રાણી વેચી પર ઘરે, વેળા ચાહે સો કરે–ટાળ્યા.

મ૦ ડા૦ ધો૦ ઝવેરી.

॥ ૨ ॥

અરે જીવ શીદને કલ્પના કરે–એ રાગ.

સુખ દુ:ખ ભોગવવાં જીવ પડે,
કર્યું દૈવ ક્ષણમાં આવીને અડે;
કનક કોટિ પ્રાપ્ત કરવા, કોઇક દ્વીપ સન્ચરે;
વહાણ માંહિ બેસી જાતાં, અર્ધ પંથમાં મરે. કર્યું.
એક પિતાના પુત્ર બેને, જનની સાથે જણે;
એક નિરક્ષર મૂર્ખ રહેવે, જ્ઞાની જગ એક ભણે. કર્યું.
લુમ્બ આંબા કેરી લેવા, કોઇક ઝાડે ચડે;
આયુષ્ય અવધિ આવી હોય તો, પલક માંહિ પડે. કર્યું.
થનાર હોય તે થાય જીવડા, શીદને કલ્પના કરે;
બુદ્ધિસાગર આત્મધ્યાને, વાંચ્છિત કારજ સરે. કર્યું.

મુનિ બુદ્ધિસાગરજી.

હવે ઉપર જણાવેલા દૃષ્ટાંતોથી ત્યારે એટલું પણ કબુલ કરવું પડશે કે કેટલાક સંજોગોમાં કરેલાં કર્મોનું ફળ ભોગવ્યા સિવાય પણ છુટકો થતોજ નથી. ત્યારે આ હકીકત દરમ્યાન શું ઉદ્યમવાદીઓને ખોટા માનવા? એવી કલ્પના પણ વાંચકોને સ્હેજ આવી શકશે.

ઉપર જણાવ્યા પ્રમાણે ઉદ્યોગ અને નસીબના સંબંધમાં જેને જેમ યોગ્ય લાગે તેવો અભિપ્રાય ધરાવવાને દરેક જણ પોતાના મનના મુખ્ત્યાર છે પરંતુ ચોકસ ધર્મ-શાસ્ત્રના ગ્રંથોનો તત્ત્વ ખેંચતાં એમ માલુમ પડે છે કે કેટલાક લેખ ટળી શકે છે અને કેટલાક બીલકુલ પણ ટળી શકતા નથી, એટલે કે અમુક કર્મનો નાશ થઇ શકે છે અને અમુક કર્મનો નાશ થઇ શકતો નથી. ઉપર જણાવ્યું છે કે નસીબની રચના કરનાર મનુષ્ય પોતેજ છે એટલે કે પોતે જેવાં કર્મ કરે છે તેવું ફળ તેને ભોગવવું પડે છે જેથી એમ સાબીત થાય છે કે નસીબનો-કર્મનો કર્તા અને ભોકતા પણ જીવ (મનુષ્ય) પોતેજ છે અને આ વાત સામાન્ય રીતે દરેક પક્ષ સ્વીકારે છે. હવે ત્યારે એ પણ ખુલ્લુંજ છે કે જીવ જેવું કર્મ કરે છે તેવું નસીબ તે બાંધે છે એટલે તેવું ફળ તે પામે છે. કર્મના અમુક પ્રકાર છે જે સઘળાનું વિવેચન અત્રે થઈ શકે તેમ નથી પરંતુ ટુંકમાં એટલું જણાવીશ કે કેટલાંક કર્મો યોગ્ય પ્રયત્નથી એટલે જપ, તપ, ધર્મધ્યાન, ભક્તિભાવ વિગેરે-થી નાશ થઈ શકે છે જ્યારે કેટલાંક કર્મોનું ફળ ભોગ-વ્યા સિવાય છુટકો થતોજ નથી. જે કર્મોનો પરિપકવ થઈ ચુકયો હોય એટલે જે કર્મ ઉદય આવી ચુકયાં હોય, મતલબ કે લેશ માત્ર પણ વિલંબ ન હોય તે કર્મ તો

ભોગવેથીજ છુટકો થાય છે અને તેનો કોઈ પણ પ્રકારે નાશ થતોજ નથી.

હવે આપણે ઉપર જોયું તેમ નસીબની રચના પણ બે પ્રકારની ઠરી એટલે કરેલાં જે કર્મ પૈકી અમુક કર્મ પ્રયત્નથી નાશ થાય છે તે એક પ્રકારની, જેમાં કર્મનો નાશ થવા સાથે પ્રારબ્ધમાં–નસીબમાં પણ ફેરફાર થાય છે; અને કરેલાં જે કર્મનો નાશ નથી થતો તે બીજો પ્રકાર, જેમાં નસીબમાં જરા પણ ફેરફાર થઇ શકતો નથી. ટુંકમાં જે કર્મ–નસીબ ફેરવી શકાતું નથી તે, અને કર્મનો ક્ષય થવાથી ફેરવાયલું નસીબ જેને કેટલાકો અનુક્રમે દૃઢ અને અદૃઢ પ્રારબ્ધ તરીકે ઓળખે છે તે પછી ગમે તે પ્રકારનું કહો–પણ તેને નસીબ કહેવામાં આવે છે. ત્યારે જે કંઇ બને છે તે ફક્ત નસીબનાજ પ્રભાવથી થાય છે એમ તો ખરૂં કેની? નહિ, તેમ પણ કહી શકાતું નથી, કારણ કે ચોકસ ધર્મશાસ્ત્રોમાં તેમાં જુદા જુદા ભેદ જણાવ્યા છે, પરંતુ તે શાસ્ત્રોનું એકંદર તત્ત્વ એક સરખું જ મળતું આવે છે. ટુંકમાં એમ જણાવવામાં આવ્યું છે કે પાંચ સમુદાય (વસ્તુ) ભેગા થયા સિવાય કંઈ પણ બની શકતું નથી. તે પાંચ વસ્તુ–કાળ, સ્વભાવ, નિયતી કહેતાં ભવિતવ્યતા એટલે ભાવી, કર્મ અને ઉદ્યોગ. એ પાંચ સમુદાય એકત્ર થાય છે ત્યારેજ દરેક વસ્તુ બને છે.

હવે એ પાંચ વસ્તુ શી છે, તેની શી સત્તા છે તેનો સંપૂર્ણ ચિતાર, તથા ઉપર જણાવ્યા પ્રમાણે કર્મના કેટલા પ્રકાર અને ભેદ છે, કેવું કર્મ કરવાથી કેવું નસીબ બાંધે અને શું ફળ મળે તે, જીવ (આત્મા) મરે છે કે કેમ? આત્મા અને કર્મને સંબંધ છે કે કેમ? ધર્મ તે શું?

શ્રેષ્ટ ધર્મ કોને કહેવો ? પુન્ય પાપ તે શું અને તે કેવી રીતે બંધાય, આયુષ્યના પ્રકાર અને કયે પ્રકારે આયુષ્ય તુટી શકે છે, મરણ કેટલાં પ્રકારનાં છે, સૃષ્ટિનો કર્તા કોણ ? અમુક જનોને સુખી અને અમુક જીવોને દુઃખી ઇશ્વર પોતે બનાવે છે કે ? વિગેરે વિગેરે ઘણા મહત્વના વિષયોથી ભરપુર એક ગ્રંથ **લલાટના લેખ** અથવા **કર્મલીલા** એ નામે હમો તરફથી ટુંકમાં (ત્રણેક માસમાં) બહાર પડશે જેની કિંમત અગાઉથી નામ નોંધાવનારને ચૌદ આના અને પાછળથી રૂા. સવા પડશે.

હવે નસીબ અને ઉદ્યોગ એ વિષય ઉપર કંઈક વધુ બોલી આ ન્હાનકડા ગ્રંથની સમાપ્તિ કરશું. કેટલીક વખતે નસીબની રચનાને બળવાન માનનારા પણ ગંભીર ભૂલ કરે છે. દાખલા તરીકે એક મનુષ્ય મરણ પથારીએ પડયું હોય અને તેને માટે દવાદારૂ કરવાનું કહેવામાં આવતાં તેના અમુક સગા કહે છે કે હવે દવાદારૂથી શું વળવાનું છે ? છેલ્લી ઘડીએ તે બિચારાને નકામો હેરાન શું કામ કરવો ? જો નસીબમાં હશે તો હજી કંઇ જતું રહ્યું નથી. આ કહેવું પણ વ્યાજબી લેખાશે નહિ કારણ કે ઉપર જણાવ્યું છે તેમ આયુષ્યના અમુક પ્રકાર છે અને આયુષ્ય દોરી પણ અમુક પ્રકારે સાંધી શકાય છે જેથી તેવી માન્યતા ઉપર નહિ જતાં આયુષ્ય દોરી સાંધવાને બનતો ઉદ્યોગ કરવોજ જોઇયે. જો પ્રયત્ન કરવા છતાં પણ મહેનત વ્યર્થ જાય તો તે પછીજ એમ માનવું કે આયુષ્ય આવી રહ્યું હતું અને નહિ કે પ્રથમથીજ !

ઉપર જણાવ્યું તેમ આયુષ્યના અમુક પ્રકાર છે, જે પૈકીનાં કેટલાંક આયુષ્ય વૈદકશાસ્ત્રમાં ફરમાવેલા ઉપ-

ચારો કરવાથી સાંધી શકાય છે એટલે આયુષ્યની સ્પ્રીંગને ફેરવી શકાય છે તેમ જ્યોતિષ શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે કેટલાંક ભાવીને (બનવાકાળ વસ્તુને) પણ ફેરવી શકાય છે જ્યારે કેટલાંક ભાવી ફેરવી શકાતાં નથી. કેટલાંકો જ્યોતિષ શાસ્ત્રને ખોટું માને છે યા બીલકુલ માનતા નથી પણ તેમ કરવામાં તેઓ તદ્દન ભૂલથાપ ખાતા દેખાય છે. અલબત, એટલું તો ખરૂં છે કે હાલના જમાનામાં કેટલાક કમી તર્કશક્તિના અથવા શાસ્ત્રના અર્ધ જાણકારોએ તેને બદનામ લગાડેલું હોવાથી લોકશ્રદ્ધા ઉઠી ગઇ છે પરંતુ તેટલા ઉપરથી શાસ્ત્રને કોઇ પણ પ્રકારે ખોટું કહી શકાશે નહિ. સઘળા શાસ્ત્રોમાં જ્યોતિષ શાસ્ત્રને વધારે મહત્વનું ગણવામાં આવ્યું છે, અને તેથી તે શાસ્ત્ર જાણવાની જરૂર છે, કારણકે કેટલીક વખત અમુક બાબતોમાં તે અજબ પ્રકાશ નાખે છે અને તેથી ગુંચવણભર્યા રસ્તા ખુલ્લા થાય છે.

જ્યોતિષનો વિષય ઘણો ગહન છે, જેથી એ વિષયમાં તર્ક બુદ્ધિની ખાસ જરૂર છે. જેનું ભેજું વધુ તર્ક શક્તિ ચલાવવાને અશક્ત હોય અથવા અલ્પ બુદ્ધિના હોય તેઓ ખોટા પડે છે. એકજ જન્મકુંડળી ઉપરથી એક જ્યોતિષિ કહેશે કે શુક્રની દશા બહુજ સારી આવશે. જ્યારે તેજ જન્મકુંકળી ઉપરથી બીજો જ્યોતષી જણાવશે કે શુક્રની દશા ઘણીજ ખરાબ નીવડશે. આમ હોવાનું કારણ બીજું કંઇજ નથી પરંતુ એક બીજાની તર્ક શક્તિનો ફેરફાર છે. કેટલાકો કહે છે કે જ્યોતિષીઓ જો ખરૂં ભવિષ્ય કહી શકતા હોય તો "**જોશીઓનાં રાંડે શું કરવા અને વૈદનાં મરે શું કરવા?**"

શું તેમનું આ કહેવું સાચું છે? કેટલીક વાર એવા પ્રત્યક્ષ દાખલા જોવામાં આવે છે કે આવાં વાકય ઉચ્ચરનારા જ્યોતિષને માનતા નથી પણ તેમના ઘરમાં કોઇ મનુષ્ય માંદુ પડતાં તરતજ તેઓ વૈદને ત્યાં દોડી જાય છે અને એક નહિ પણ બે ત્રણ વૈદ સાથે ભેગા કરે છે ત્યારે તે વખતે તેઓ પોતાનું વાકય ભૂલી ગયેલા જણાય છે?! ટુંકમાં જ્યોતિષ શાસ્ત્ર ખરૂં છે અને તેની સત્યતા બતાવનારાં અનેક દ્રષ્ટાંતો મોજુદ છે. એ વિષે એક જાણવાજોગ દ્રષ્ટાંત હમો તરફથી બહાર પડેલ **જ્યોતિષ શિક્ષક** નામના પુસ્તકમાં આપવામાં આવેલો છે જે વાંચવાથી ખાત્રી થશે.

એજ મુજબ દરેક શાસ્ત્ર ખરૂં છે, જેમ વૈદક યા ડોકટરી ધંધામાં અમુક વૈદ ડોકટરો બાહોશ અને અમુક સામાન્ય પંક્તિમાં એટલે વધતું ઓછું જ્ઞાન ધરાવતા હોય છે તેમ જ્યોતિષ શાસ્ત્રમાં પણ છે. વળી જેમ રસાયણ શાસ્ત્રમાં જણાવેલી ક્રિયાઓ કરવાથી અમુક પ્રયોગો થઇ શકે છે તેમ વૈદક શાસ્ત્ર, જ્યોતિષ શાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, કર્મશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, રમળશાસ્ત્ર, જાદુઇશાસ્ત્ર, *મંત્રશાસ્ત્ર વિગેરે શાસ્ત્રોમાં જણાવેલા ઉપચારો કરવાથી અથવા બતાવેલ માર્ગ ગ્રહણ કરવાથી કેટલાંક ભાવી-કર્મ અથવા પ્રારબ્ધ ફેરવી શકાય છે, જેથી દરેક મનુષ્યે પોતાનાથી બનતો પ્રયત્ન કરવો જોઇયે અને તેમ કર્યા છતાં જો પરિણામ ઉલટું આવે તો પછીજ કર્મને દોષ દેવો! નસીબની ગતિ વિચિત્ર છે-એમ માનવું.

**સમાપ્ત.**

---

* જાદુ અને મંત્રશાસ્ત્ર ખરાં છે પણ હાલમાં તેના ખરા જાણકાર ઘણાજ જુજ છે. ઢોંગ ધતીંગ વધારે ચાલે છે.